# સત્યાગ્રહ

અને

# મીસીસ બેસન્ટ

# સંબંધી બે બોલ.

सेतूंस्तर दुस्तरान्

अक्रोधेन क्रोधम्

इत्येतदमृतम्.

---

લેખક.

હરજીવન કાલિદાસ મહેતા.

# પ્રસ્તાવના.

કર્મવીર શ્રીયુત ગાંધીજીએ દક્ષિણ આફ્રીકામાં સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારથી મને "સત્યાગ્રહ" તરફ પૂજ્યભાવ પ્રગટ થયો છે, અને ત્યારથી હું તે વિષયનો વિચાર અને બને તેટલો અભ્યાસ કરી રહ્યો છું. "સત્યાગ્રહ સંબંધી બે બોલ" એ આ વિચાર અને યથાશક્તિ અભ્યાસનું ફળ છે, તેથી તેમાં અપૂર્ણતા રહેવાનો સંભવ છે. પરંતુ જે પ્રકારની સત્યાગ્રહની ભાવના મને કલ્યાણકર જણાયેલી છે તે કદાચ મારા જેવા સ્વભાવવાળાં બીજાં બંધુઓ અને બ્હેનોને કલ્યાણકર થશે એમ ધારીને આ લેખ પ્રગટ કરવાનો નિશ્ચય કર્યો છે. હું સત્યાગ્રહ સભાનો સભાસદ્ નથી, કારણકે હું કોઇ કમીટી અથવા કોઇ એક વ્યક્તિના હાથમાં મારા અન્તરાત્માને મૂકી શકતો નથી. માટે આ લેખની જવાબદારી મારી પોતાનીજ છે, બીજી કોઇ સંસ્થા કે સભાની નથી.

મીસીસ બેસન્ટે હિંદની ભિન્ન ભિન્ન પ્રકારે મહાન્ સેવા કરી છે અને કરે છે. તેમના સંબંધી જ્યારે કેટલીક ગેરસમજુતિ અને ખોટી અફવાઓ ઉત્પન્ન થયલી છે ત્યારે તેમના સંબંધી ખરી હકીકત બાહાર પાડવી, એ એક હિંદીની કૃતજ્ઞતા કરતાં વિશેષ કંઇ નથી. એટલા માટે સત્યાગ્રહના લેખની સાથે "મીસીસ બેસન્ટ સંબંધી બે બોલ"નો લેખ પણ પ્રગટ કરેલો છે. જે લોકો મીસીસ બેસન્ટ તરફ માત્ર કોઇ પ્રકારની દ્વેષદૃષ્ટિથી જોનારાં છે તેઓને માટે આ લેખ લખેલો નથી પરંતુ જે લોકો તેમના તરફ કંઇક માનદૃષ્ટિથી જોનારાં છે અને તટસ્થપણે વિચાર કરી શકે તેમ છે, પરંતુ જે લોકો બાહારની વાતો અથવા તેમની વિરૂદ્ધ પ્રગટ થયેલા લેખોપરથી તેમને માટે થોડાં શંકાશીલ થયેલાં છે તેઓનેજ માટે આ લેખ લખાયેલો છે.

આ બંને લેખમાં જે કંઇ સત્ય લાગે તે ગ્રહણ કરવા વાંચક વર્ગને સપ્રેમ વિનતિ છે.

**હરજીવન કાલિદાસ મહેતા.**

# સત્યાગ્રહ સંબંધી બે બોલ.



**सत्यं वद। धर्मं चर। सत्यमेव जयते। सत्यान्नास्ति परोधर्मः** એ ઉપનિષદ્ અને મનુનાં વચનો સત્યાગ્રહનું શિક્ષણ આપે છે. પરમ ભક્ત પ્રહ્લાદ, અને મહારાણી મીરાંબાઈ અને સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા, પ્રાચીન કાળના સત્યાગ્રહીઓ છે. પરંતુ સત્યાગ્રહ એટલે શું અને સત્યાગ્રહી કોણ હોઈ શકે તે સંબંધી વિચાર કરવાની જરૂર છે.

## સત્યાગ્રહ એટલે શું ?

"હું એક અમર જીવાત્મા છું. શરીર, વાણી અને મન, વિશ્વનો અનુભવ લેવા માટેનાં મારાં હથીયારો છે. જેવો જીવાત્મા મારામાં છે તેવોજ જીવાત્મા સઘળા મનુષ્યો અને ભૂત પ્રાણીઓમાં છે, માટે **आत्मनः प्रतिकूलानि परेभ्यो न समाचरेत्।** એ નીતિવાક્ય પ્રમાણે જે વર્તણુક મને પસંદ ન હોય તે કોઈ પણ જીવ તરફ મારે ચલાવવી નહિ. મારે સઘળા જીવો પ્રત્યે સદા, સર્વથા અને સર્વત્ર સારા થવું અને સઘળા જીવોનું સદા, સર્વથા અને સર્વત્ર સારૂંજ કરવું" આવી ભાવના અને જીવન તે જીવદૃષ્ટિએ સત્યાગ્રહ છે.

વિશ્વનો પિતા પરમાત્મા સર્વજ્ઞ, સર્વવ્યાપક અને સર્વશક્તિમાન છે. માટે જે કામ તેમની સમક્ષ ન કરી શકાય તે કદી, કોઈપણ સંયોગોમાં કરવું નહિ, જે શબ્દો તેમની સમક્ષ ન બોલી શકાય તે કદી, કોઈપણ સંયોગોમાં બોલવા નહિ, જે વિચારો તેમની સમક્ષ ન કરી શકાય તે કદી, કોઈપણ સંયો-

ગોમાં કરવા નહિ. **ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।** પરમાત્મા સૌ ભૂતપ્રાણીના હૃદયમાં વિરાજી રહ્યા છે માટે સૌની સાથે, સદા, સર્વથા અને સર્વત્ર પ્રેમભાવે, અક્રોધભાવે, અભય-ભાવે, અમર ભાવે અને સત્યભાવે વર્તવું. અન્તરાત્માનો અવાજ એજ પરમાત્માનો અવાજ છે, માટે ગમે તેવા જોખમે પણ તે અવાજ પ્રમાણેજ ચાલવું. આવું જીવન એ અધ્યાત્મદૃષ્ટિએ અથવા પ્રભુદૃષ્ટિએ સત્યાગ્રહ છે. આ જીવનમાં વ્યક્તિજીવન, ગ્રહજીવન, સામાજીકજીવન અને શહેરીજીવનનો પણ સમાવેશ થાય છે. જીવદૃષ્ટિએ તેમજ શિવદૃષ્ટિએ જીવન એ પૂર્ણ સત્યા-ગ્રહજીવન છે.

## સત્યાગ્રહી કોણ હોઇ શકે ?

જે મનુષ્ય પોતાને અમર આત્મા સમજે છે, પરમાત્માના અસ્તિત્વમાં માને છે, અને નીતિ, અનીતિ વચ્ચેનો વિવેક કરવા શકિતમાન છે અને દરેક મનુષ્ય, દેશ અને પ્રજા જેવું વાવે છે તેવું લણે છે એમ જે સમજે છે તેજ મનુષ્ય સત્યાગ્રહી થઇ શકે છે. આવી સ્થિતિએ પહોંચવું એ અનેક જન્મોના અનુ-ભવનું ફળ છે.

## અન્તરાત્માના અવાજની પરીક્ષા.

દરેક સત્યાગ્રહી પોતાના અન્તરાત્માના અવાજને ગમે તે જોખમે માન આપવા બંધાયેલો છે, પરંતુ તે અવાજ અન્ત-રાત્માનોજ છે કે કોઇ અંદરની કામનાનો છે તે પરખવા શિખ-વાની જરૂર છે. અન્તરાત્માના અવાજમાં અસત્ય, અનીતિ, હિંસકવૃત્તિ, ધિક્કારભાવના અને મિથ્યા અભિમાન હોઇ શકે નહિ. જેમાં આમાનું એક પણ હોય તો તે અન્તરાત્માનો અવાજ નથી. જે પોતાના અન્તરાત્માનો અવાજ પરખી શકે નહિ તેણે સત્યાગ્રહી થવાનું સાહસ ખેડવું નહિ.

# સત્યાગ્રહનું ક્ષેત્ર.

સત્યાગ્રહનું ક્ષેત્ર વિશ્વના જેટલુંજ વિશાળ છે. દરેક સમજુ મનુષ્યે પ્રથમ તો પોતાના શરીર, વાણી, મન અને અહંકારની સામે સત્યાગ્રહ શરૂ કરવાનો છે. આવા સત્યાગ્રહને પ્રાચીન કાળમાં તપ કહેવામાં આવતું હતું.

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ (भ. गीता)**

દેવદ્વિજ ગુરૂ અને જ્ઞાની પુરૂષની પૂજા કરી, આરોગ્ય-વિદ્યાના નિયમો પ્રમાણે પવિત્ર રહી, શરીરને વિનયશીલ બનાવી, શરીરની જડતા અને આલસ્યનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય પાળી શરીરની કામવૃત્તિનો નિગ્રહ કરવો અને અહિંસાથી શરીરની કોઈપણ જીવને દુઃખ દેવાની વૃત્તિનો નાશ કરવો એ શરીરનું તપ છે. શરીરની સામે સત્યાગ્રહ છે.

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव वांगमयं तप उच्यते ॥ (भ. गीता)**

સાંભળનારને ઉદ્વેગ ઉત્પન્ન ન કરે એવું, સત્ય, પ્રિય અને હિતકર વચન બોલી, વાણીમાંથી અસત્ય, કડુતા, અને હિંસક-વૃત્તિનો ત્યાગ કરવો અને દેશકાળ અને સ્થિતિને અનુકૂળ અને આત્મકલ્યાણકર પુસ્તકોનો અભ્યાસ કરી, વાણીનો સદુપયોગ કરવો એ વાણીનું તપ છે. વાણીની સામે સત્યાગ્રહ છે.

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ (भ. गीता)**

મનની પ્રસન્નતા, સૌમ્યતા, મૌન (એકાગ્રતા), ઇન્દ્રિય સહિત મનનો નિગ્રહ અને ભાવનાની શુદ્ધિ રાખી, મનનો મેલ,

જડતા, ચંચળતા અને વિકારવૃત્તિનો નાશ કરવો એ મનનું તપ છે. મન સામેનો સત્યાગ્રહ છે.

**आत्मौपम्येन सर्वत्र समंपश्यति योऽर्जुन ।**
**सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ (भ. गीता)**

સુખમાં તેમજ દુઃખમાં જે મનુષ્ય પોતાનુંજ દૃષ્ટાન્ત લઇને વર્તે છે એટલે કે જે વર્તનથી પોતાને દુઃખ થાય તેવું વર્તન કોઇ પણ જીવ પ્રત્યે ચલાવતો નથી અને જે જાતના વર્તનથી પોતાને સુખ થાય તે જાતનું વર્તન સઘળા જીવો પ્રત્યે રાખે છે અને સૌ પ્રત્યે આત્મભાવના રાખે છે તેજ ભગવાનને મન યોગી છે. આ અહંકારનું તપ છે. અહંકારની સામે સત્યાગ્રહ છે.

સામાજીક ખરાબ રૂઢીઓ જેવી કે કન્યાવિક્રય, વરવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અને હદ બહારની ઓજસ, કાઢી નાંખવા, જ્ઞાતિવરા, અને વર્ણાશ્રમ વ્યવસ્થામાં સુધારણા કરવા, અન્ત્યજ વર્ગનો ઉદ્ધાર કરવા અને સ્ત્રી અને મજુર વર્ગની સ્થિતિ સુધારવા યથાશક્તિ ચાલુ પ્રયત્ન કરવો અને માર્ગમાં આવતાં દુઃખો સહન કરવાં તે સામાજીક રૂઢીઓ અને રીવાજોની સામે સત્યાગ્રહ છે.

વેપાર, રોજગાર અને નોકરીમાં સત્ય, પ્રમાણિકતા, અને અમુક ટકાનોજ નફો લેવાનો નિશ્ચય દાખલ કરવા, અને સ્વદેશની ગરીબી ઓછી કરવા, સ્વદેશી વેપાર, હુન્નર અને ઉદ્યોગને ખીલવવા સ્વદેશી વસ્તુનોજ ઉપયોગ કરવો અને માત્ર નિરૂપાયેજ વિદેશી વસ્તુ વાપરવી એ હાલના વાણિજ્યની સામે સત્યાગ્રહ છે.

ખોટા વહેમો દૂર કરવા, દેવધનનો સદુપયોગ કરવો, સર્વ ધર્મને પ્રભુપ્રાપ્તિના માર્ગો સમજી પોતાનો ધર્મ પાળી, સૌ ધર્મને માન આપવું, આળસુ, અજ્ઞાની, અને ધર્મને નામે ધંધો કરનાર સાધુ, સન્યાસી, આચાર્ય અને મહંતોને ધાર્મિક પુરૂષો નહિ ગણવા, સશકત ભિખારીઓને દાન નહિ આપવું એ હાલની ધાર્મિક સ્થિતિની સામે સત્યાગ્રહ છે.

મનુષ્ય જાતિની સ્વતંત્રતાનો ખોટી રીતે નાશ કરનાર રાજ્યકાયદા અને રાજ્યનીતિમાં આપખુદી દુર કરવા ન્યાય પુરઃસરનો યથાશકિત ચાલુ પ્રયત્ન કરવો અને તેવા પ્રયત્ન માટે ગમે તેવા દુઃખનું સહન કરવું, એ રાજ્યતંત્ર સામે સત્યાગ્રહ છે.

ટુકામાં જ્યાં જ્યાં અન્યાય, અસત્ય, અનીતિ હોય ત્યાં ત્યાં ન્યાય, સત્ય અને નીતિ લાવવા યથાશકિત પ્રયત્ન કરવો અને તેને માટે જે દુઃખ આવી પડે તે હીમ્મત પૂર્વક સહન કરવું એ સત્યાગ્રહનું ક્ષેત્ર છે.

પરંતુ મુખ્ય મુદ્દાની વાત તો એ છે કે જેણે પોતે પોતાનાં શરીર, વાણી, મન અને અહંકારની સામે સત્યાગ્રહ કરેલો નથી તેનાથી સામાજીક, ધાર્મિક, રાજકીય કે વાણીજ્યની અયોગ્ય રૂઢીઓ સામે સત્યાગ્રહ થઇ શકવાનો નથી. માટે પ્રથમ તો દરેક ભાવી સત્યાગ્રહીએ પોતાની સામે સત્યાગ્રહ કરવાનો છે. શરીર, વચન, વિચાર અને અહંકારનો નિગ્રહ કર્યા વિના કોઇપણ મનુષ્ય કોઇપણ સંસ્થામાં દાખલ થવાથી કે કોઇપણ પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવાથી સત્યાગ્રહી થઇ શકતો નથી, તેમજ કોઇપણ મહાન્ વ્યકિત તેને એકાએક સત્યાગ્રહી બનાવી શકતી નથી.

## પાશુપતાસ્ત્ર.

પાશુપતાસ્ત્ર એ શિવજીનું અસ્ત્ર છે. તે ગમે તેને મળતું નથી. ગમે તે માણસ તેનો ઉપયોગ કરી શકતો નથી. તે અસ્ત્ર પ્રાપ્ત કરવા માટે અર્જુને કેટલાં વર્ષો સુધી તપશ્ચર્યા કરી હતી, અને અર્જુન જેવા નરને પણ તપશ્ચર્યા કર્યા પછી પણ પોતાના બળની અને નીતિની પરીક્ષા આપવી પડી હતી. શિવજીએ કિરીટાર્જુનનો વેશ લઇ અર્જુનને તપાસ્યો હતો અને પછી પાશુપતાસ્ત્ર આપ્યું હતું. સત્યાગ્રહ એ ચાલુ જમાનાનું પાશુપતાસ્ત્ર છે. તે ગમે તેને પ્રાપ્ત થઇ શકે તેમ નથી. જે હમેશાં પોતાના શરીર, પોતાની વૃત્તિઓ, પોતાના વિચારો, નુકસાનકારક રૂઢીઓ વિગેરેની સામે સત્યાગ્રહ કરી રહ્યો હોય છે, લડી રહ્યો હોય છે તેજ સત્યાગ્રહાસ્ત્રનો બીજાની સામે ઉપયોગ કરી શકે છે. ચાના, કામવાસનાના, બીડી તમાકુના, પાન સોપારીના, પરદેશી પોષાકના અને બીજા કેટલાક સ્વચ્છંદોના ગુલામો હોઇએ ત્યાંસુધી તે અસ્ત્ર હાથમાં પણ ઝાલી શકાતું નથી અને કદાચ ઝલાય તો તેનો સદુપયોગ તો થઇ શકતોજ નથી.

## વિવેકની જરૂર.

ખનીજવર્ગ, વનસ્પતિવર્ગ અને પશુવર્ગને જેમ વિકાસક્રમનો નિયમ લાગુ પડેછે તેમ તે મનુષ્યવર્ગને પણ લાગુ પડે છે. અને ખનીજવર્ગ, વનસ્પતિવર્ગ તથા પશુવર્ગમાં જેમ વિકાસક્રમની સીઢીનાં જુદાં જુદાં પગથીયાં છે તેમ મનુષ્ય જાતિમાં પણ છે. દરેક મનુષ્ય આ સીઢીના એકજ પગથીયા ઉપર ઉભેલો નથી, અને તેની દરેકની શકિત, સમજ અને સાધનો એકસરખાં નથી. આમ હોવાથી કોઇપણ દિશામાં સત્યાગ્રહ શરૂ

કરવા પહેલાં માણસે વિવેકબુદ્ધિ વાપરવાની છે, માત્ર ગાડરીયા પ્રવાહમાં પડી પોતાને તેમજ બીજાને વિઘ્નરૂપ થવાનું નથી. દરેકે પોતાની **શક્તિ, સમજ, સાધનો અને પરિસ્થિતિનો** વિચાર કરી કાર્ય માથે ઉઠાવવું જોઇએ, અને જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે પોતે ભૂલ કરેલી છે એમ જણાય એટલે તુરત સુધારવી જોઇએ. પોતે ભૂલ કરેલી છે એમ જાણ્યા છતાં તેજ દિશામાં હઠ કરી ચાલ્યા જવું એ સત્યાગ્રહ નહિ પણ દુરાગ્રહજ છે.

## યથાશક્તિ એટલે શું ?

પોતાની શક્તિ, સાધનો, સમજ અને પરિસ્થિતિની છેવટની હદ સુધી પ્રયત્ન કરવો તેનું નામજ યથાશક્તિ પ્રયત્ન છે. થોડી અડચણ જણાય કે તુરત પ્રયત્ન બંધ કરવો એ યથાશક્તિ પ્રયત્ન નથી. તેમજ હદબાર પગ ભરી, થઇ શકતી સેવા અને પ્રયત્ન પણ બંધ કરવાં અથવા કરાવવાં એ પણ યથાશક્તિ પ્રયત્ન નથી. બની શકે તેથી ઓછો પણ નહિ તેમજ બની શકે તેથી વધારે પણ પ્રયત્ન નહિ તેજ યથાશક્તિ પ્રયત્ન છે.

## સત્યાગ્રહ અને અશસ્ત્ર અને અપ્રતીકાર યુદ્ધ.

સત્યાગ્રહ અને અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધ ( Passive Resistance ) વચ્ચે મોટો તફાવત છે. કોઇપણ ખરાબ કાયદા સામે કોઇપણ સામાન્ય વ્યક્તિ ચાહે તો અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધ કરી શકે છે; પણ ગમે તે સામાન્ય વ્યક્તિ સત્યાગ્રહ કરી શકતી નથી. સત્યાગ્રહનો સંબંધ આખા જીવન સાથે છે. અશસ્ત્ર અને અપ્રિતકાર યુદ્ધનો સંબંધ માત્ર અમુક કાયદા પૂરતોજ છે. સત્યાગ્રહ ધર્મયુદ્ધ છે. અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધ એ રાજકીય ચળવળ છે. સત્યાગ્રહનો અન્તિમ હેતુ પ્રભુમય જીવન–અધ્યાત્મજીવન છે. અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધનો

અન્તિમ હેતુ સુરાજ્ય કે સ્વરાજ્ય છે. સત્યાગ્રહમાં સૌથી પ્રમાણભૂત નેતા પોતાનોજ અન્તરાત્મા છે. અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધમાં પ્રમાણભૂત નેતા કોઇ એક અમુક મહાન વ્યકિત કે કોઇ કમીટી છે. સત્યાગ્રહી કોઇપણ કામ, સમજ્યા વિના કરવાની પ્રતિજ્ઞા કદી કરતો નથી. અશસ્ત્ર અને અપ્રતિકાર યુદ્ધ કરનાર પોતાના નેતા ઉપર વિશ્વાસ રાખી તેવી પ્રતિજ્ઞા કરી શકે છે. માટે આ ફરક ધ્યાનમાં રાખવાની જરૂર છે.

## સત્યાગ્રહ અને સ્વરાજ્યવાદ.

સત્યાગ્રહી જીવોજ સ્વરાજ્યને માટે લાયક છે, તેઓજ તેનો સદુપયોગ કરી શકે છે, માટે સ્વરાજ્યવાદની સાથે સત્યાગ્રહની જરૂર છે. શરીરનો અને આત્માનો જેવો સંબંધ છે તેવોજ સ્વરાજ્ય અને સત્યાગ્રહનો સંબંધ છે. આત્મા વિના શરીર નકામું છે; તેમજ શરીર વિના આત્મા પણ કંઇ અનુભવ લઇ શકતો નથી. સત્યાગ્રહ વિના સ્વરાજ્ય સારી રીતે ચલાવી શકાતું નથી તેમ સ્વરાજ્ય વિના સઘળી દીશામાં સત્યાગ્રહ આચરી શકાતો નથી. હિંદને બ્રીટીશ સામ્રાજ્યમાં સ્વરાજ્યની જેટલી જરૂર છે તેટલીજ દરેક મનુષ્યને પોતાના જીવનમાં સત્યાગ્રહની જરૂર છે; પણ સમજ વગરના સ્વરાજ્યવાદ અને સમજ વગરના સત્યાગ્રહથી તો દેશને નુકસાનજ થવાનો સંભવ છે, માટે ન્યાય અને સત્ય પુરઃસરના સ્વરાજ્યવાદ અને ન્યાય અને સત્ય પુરઃસરના સત્યાગ્રહની એકસરખી જરૂર છે.

## ત્રણ વાસનાનો ત્યાગ.

ખરા સત્યાગ્રહી થવા માટે ત્રણ મુખ્ય વાસનાઓનો ત્યાગ કરવાની જરૂર છે. ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે:—

**देहवासनया जन्तोः, शास्त्र वासनयाऽपिवा ।**
**लोकवासनया ज्ञानं, यथावन्नैव जायते ॥**

દેહવાસના, શાસ્ત્રવાસના અને લોકવાસના હોય ત્યાં સુધી ખરૂં અધ્યાત્મજ્ઞાન થતું નથી. તેમ આ ત્રણ વાસનાઓ હોય

ત્યાં સુધી ખરો સત્યાગ્રહ પણ થઇ શકતો નથી. જે મનુષ્ય પોતાના શરીરને ખમવા પડતા ત્રાસથી ડરે છે, જે મનુષ્ય દેશ-કાળ અને સ્થિતિને પ્રતિકૂલ એવાં શાસ્ત્રવચનોને બાજુએ મૂકતાં ડરે છે અને જે મનુષ્ય બીનઅનુભવી લોકોના મત અને ટીકાથી ડરે છે તે મનુષ્ય સત્યાગ્રહ કરવાને લાયક નથી. સત્યાચરણથી પોતાને નુકસાન થાય તે સહન કરી શકે પરંતુ પોતાના કોઇ-પણ આચરણથી સત્યને નુકસાન થાય તે જે મનુષ્ય સહન કરી શકતો નથી તેજ આ ત્રણ વાસનાનો પરિત્યાગ કરી શકે છે.

## સત્યાગ્રહી પ્રજાનું ભવીષ્ય.

જે મનુષ્ય સત્યાગ્રહી થાય છે તે અમર થાય છે, નિર્ભય થાય છે, સદા સર્વથા અને સર્વત્ર પ્રભુના રાજ્યમાંજ રહેનારો થાય છે. તેવીજ રીતે જે પ્રજામાં ઘણા સત્યાગ્રહી જીવો હોય છે તે પ્રજા પણ અમર બને છે, નિર્ભય બને છે, જગદ્વંદ્ય થાય છે, સર્વ શીરોમણી બને છે, અને સઘળી પ્રજાઓમાં ગુરૂ-પદ ભોગવે છે. જે પ્રજા પાસે અધ્યાત્મવિદ્યા છે તેજ પ્રજા સત્યાગ્રહી જીવોને જન્મ આપી શકે છે. કારણ કે અધ્યાત્મ-વિદ્યા પ્રમાણે જીવન એજ સત્યાગ્રહી જીવન છે. મનુષ્યને જેટલી આત્મવિદ્યા પ્રાપ્ત થાય છે તેટલાજ પ્રમાણમાં તે સત્યાગ્રહી થઇ શકે છે. સદ્‌ભાગ્યે ભારત વર્ષને પ્રાચીન ઋષિ, મુનિ, તીર્થંકર અને પેગંબરોએ અધ્યાત્મવિદ્યાનો અપ્રતીમ વારસો આપેલો છે. ભારતના સંતાનો જો આ વારસાનો ઉપયોગ કરશે અને દરેક પોતાનાથી બને તે દિશામાં અને બની શકે તેટલો સત્યાગ્રહ શરૂ કરશે તો બહુજ થોડા વર્ષમાં ભારતવર્ષની સ્થિતિ બદલાઇ જશે, ભારત પોતાની પ્રાચીન સુધારણાનો અને મોક્ષપ્રદ અધ્યા-ત્મવિદ્યાનો સ્વાદ બીજી પ્રજાઓને ચખાડશે અને જગતમાંથી પ્રજા પ્રજા વચ્ચેનો દ્વેષ અને ખુનખાર લડાઇઓનો હમેશને માટે અન્ત આણશે. **इतिशम् ।**

———:०:———

# મીસીસ એની બેસન્ટ સંબંધી બે બોલ.

## હમણાની વિરૂદ્ધતા.

મીસીસ બેસન્ટે હાલની સત્યાગ્રહી ચળવળ સામે પોતાનો મત મજબૂત રીતે જાહેર કર્યો, બીજા કાયદાઓનો અનાદર કરવાની જોખમભરેલી પ્રવૃત્તિને વખોડી કાઢી, દેશમાં કેટલેક સ્થળે પ્રસરેલી અશાન્તિ નરમ પડે ત્યાંસુધી રૌલટએકટની સામેની ચળવળ બંધ રાખવાની સૂચના કરી, અને અશાન્તિના સમયમાં સરકારની બાજુએ ઉભા રહેવાની મજબૂત ભલામણ કરી. આ વાત, રૌલટએકટથી ઉશ્કેરાઇ ગયેલા ઘણા લોકોને નાપસંદ પડી. તેમના ધાર્મિક, સામાજીક અથવા રાજ્યદ્વારી ક્ષેત્રમાંના જુના વિરોધીઓ—કેટલાંક પત્રોનાં તંત્રીઓ અને અને તેમની લોકપ્રિયતાને સહન કરી નહિ શકનારા લોકો—એ આ તકનો લાભ લીધો. તેઓએ, તેમના કોઇ કોઇ લેખોનો ખોટો અર્થ લોકોની સમક્ષ રજુ કર્યો, તેમના ન્યુ ઇન્ડીયામાં પ્રગટ થયેલા ખુલાસા તરફ આંખો આડા કાન કર્યા, અને આખા દેશમાં તેમની વિરૂદ્ધ લોકમત ઉભો કરવા પ્રબળ પ્રયત્ન કર્યો. આથી હિંદમાં તેમની સામે વિક્રાળ વંટોળીયો ખડો થયો અને હોમરૂલના એક ડેપ્યુટેશનમાં જઇ, હિંદનો અવાજ ઇંગ્લંડમાં રજુ કરવાના તેમના કાર્યમાં વિઘ્ન નાંખવા માટે પડદા પછવાડે મહાભારત પ્રયત્ન કરવામાં આવ્યો. મીસીસ બેસન્ટ લોકમતના વંટોળીયાની સામે અડગ ઉભાં રહ્યાં, નેશનલ

હોમરૂલ લીગ નામની એક નવી સંસ્થા સ્થાપી, તેના ડેપ્યુ-ટેશનના એક સભ્ય તરીકે ઇંગ્લંડ ગયાં, અને હિંદની તરફેણમાં ત્યાં લોકમત કેળવવા અને રીફોર્મ બીલમાં બને તેટલા સુધારા કરાવવા માટે પોતાનો નિસ્સ્વાર્થ પ્રયત્ન શરૂ કરી દીધો.

## એક ધીરવીર નેતા.

એક ખરો ધીરવીર નેતા પોતાના અનુયાયીઓ કરતાં વધારે અનુભવી, વધારે દીર્ઘદૃષ્ટિવાળો, અને વધારે સમયસૂચક હોય છે. કયે રસ્તે કેટલો ભય રહેલો છે તે તે જાણે છે. તેના અનુયાયીઓ જ્યારે કોઇ ભયવાળા રસ્તા તરફ જવા માગેછે ત્યારે તેઓને ત્યાં જતા અટકાવવા માટે તે નેતા બનતો પ્રયત્ન કરે છે. તેઓની સાથે ખોટે રસ્તે જવા તે ચોખ્ખી ના પાડે છે. વીર નેતા, પોતાનું નેતાપદ જાળવી રાખવા માટે પોતાના ખોટે માર્ગે જતા અનુયાયીઓનો તે અનુયાયી થતો નથી. ખરો નેતા પોતાની ભૂલ થઇ હોય તો તે કબુલ કરતાં શરમાતો નથી, તેમજ લોકમતથી ડરી જઈ પોતાના અન્તરાત્માના અવાજની વિરૂદ્ધની ચળવળમાં કદી ભાગ લઇ શકતો નથી. વીર નેતા સત્યને ખાતર જગત્માં એકલો ઉભો રહેતાં ડરતો નથી. મીસીસ એસન્ટ આવાં એક વીર નેતા છે. અમુક રસ્તે જવામાં હિંદને ભય પ્રાપ્ત થશે એમ તેમને જણાતું હોય તો, પોતાની "જય" બોલાવવા માટે તેઓ હિંદને તે માર્ગે જવા દેશે નહિ. મીસીસ એસન્ટ પણ એક મનુષ્ય છે, મનુષ્ય તરીકે ભૂલને પાત્ર છે, પણ તેઓ જાણીજોઇને કે પોતાના કોઇ સ્વાર્થી હેતુને ખાતર ભૂલ કરે તેવાં તો નથીજ.

## એક અવિચારી અફવા.

કોઇ કોઇ લોકો વાતો કરેછે કે "મીસીસ એસન્ટને માનપાનનો બહુ શોખ છે. જ્યાં પોતાને માન ઓછું મળતું

હોય તેવી સંસ્થામાં તેઓ જોડાતાં નથી, જોડાયાં હોય તો ત્યાંથી જલદી નીકળી જાયછે, અને કોઇ નવી સંસ્થા સ્થાપેછે." આવી અફવા ચલાવનારા લોકોને એટલો વિચાર નથી થતો કે જો તેમને માનપાનનોજ શોખ હોત તો તેઓ સરકાર માબાપનેજ ગાડે બેસીને ગીત ગાતાં હોત, મોટા મોટા અધિકારીઓનેજ પસંદ પડે તેવાં વ્યાખ્યાનો આપતાં હોત, લેખો લખતાં હોત અને એકલા રાજ્યનીષ્ટાનાંજ બ્યુગલો ફુકતાં હોત. જો તેમને માત્ર "લોક માતા" જ રહેવું હોત દીલ્હીકોંગ્રેસના પ્રાંતિક સ્વાતંત્ર્યના ઠરાવને પૂર જોરથી ટેકો આપ્યો હોત અને સત્યાગ્રહની ચળવળમાં જંપલાવી. ઉશ્કેરાયેલા લોકો પાસે "બેસન્ટ માતકી જય" ની ઘોષણા કરાવી હોત. પણ આમ નહિ કરતાં જ્યારે પ્રજા ઉંઘતી હતી ત્યારે તેને જાગ્રત કરવા માટે "કોમન વીલ" અને "ન્યુ ઇન્ડીયા" નામનાં પત્રો કાઢયાં, દેશના મોટા ભાગમાં મુસાફરી કરી વ્યાખ્યાનો આપ્યાં, અને આપખુદી રાજ્યનીતિ સામે વારંવાર કાયદાપુરઃસર વાંધો ઉઠાવી નજરંકદ ભોગવી. વળી જ્યારે લોકમત રાજ્યદ્વારી પ્રદેશમાં તૈયાર થયો, લોકો અધીરાં બની હિંદને નુકસાન થાય તેવી ચળવળ ઉપાડી લેવા તૈયાર થયાં ત્યારે પોતેજ વધારે જાગ્રત કરેલાં લોકોની સાથે અડગ એકલાં ઉભાં રહ્યાં. હોમરૂલ લીગ કાઢી ત્યારે ઘણા મધ્યમ વિચારના લોક નાયકો તેમની વિરૂદ્ધ હતા, અને સરકારની પણ તેમનાપર પૂર્ણ દૃષ્ટિ હતી. તે સ્થાપવામાં પણ માન ખાટવાનું નહોતું પણ અડચણોજ ભોગવવાની હતી. હાલમાં નેશનલ હોમરૂલ લીગ કાઢી તેમાં પણ લોકમત સામેજ ઉભા રહેવાનું હતું. ત્યારે મીસીસ બેસન્ટને માનપાનનો શોખ છે એમ મત ઉચ્ચારતા છાપાંઓમાં તેમજ લોકોમાં ચાલતી વાતોમાં કેટલું સત્ય સમાયેલું છે તેનો વિચાર કરવા વાચકવર્ગને વિનતિ છે.

# મીસીસ બેસન્ટ અને સત્યાગ્રહની પ્રતિજ્ઞા.

કેટલાક લોકો કહેછે કે "મીસીસ બેસન્ટે સત્યાગ્રહની પ્રતિજ્ઞાપર પ્રથમ શા માટે સહી કરી હતી વારૂ?" આ પ્રશ્ન પૂછનાર લોકો પોતે જે કહેછે તે સંબંધી બહુ થોડુંજ જાણે છે. મીસીસ બેસન્ટે સત્યાગ્રહની આખી પ્રતિજ્ઞા નીચે કદી સહી કરીજ નથી. તેમને સત્યાગ્રહની પ્રતિજ્ઞા પ્રથમ બતાવવામાં આવી ત્યારથીજ તેમણે બીજા કાયદાનો અનાદર કરવા સામે પોતાનો મત આપેલો હતો. તેમણે માત્ર રૅાલેટબીલ પુરતી પ્રતિજ્ઞા લેવાનું અને તે પ્રતિજ્ઞા મુજબ તે બીલની સામેજ નિઃશસ્ત્રપ્રતિકાર—Passive Resistance—કરવાનું સ્વીકાર્યું હતું. પરંતુ તે બીલ જ્યારે સીલેક્ટ કમીટીમાંથી પસાર થયું ત્યારે તેની, **જેની સામે નિઃશસ્ત્રપ્રતિકાર થઇ શકે તેવી કલમો સુધારી નાખવામાં આવેલી હોવાથી,** તેમની પ્રતિજ્ઞા નિરૂપયોગી થઇ એટલે તે તેમણે પાછી ખેંચી લીધી. આનો અર્થ એમ નહોતો અને હમણા પણ નથી કે રૅાલેટએક્ટ તદ્દન સારો થઇ ગયો છે. રૅાલેટ એક્ટની વિરૂદ્ધ મીસીસ બેસન્ટ પહેલેથીજ અને પહેલાનાં જેટલાંજ છે. પણ તે એક્ટ દૂર કરવવા માટે **બીજા એક્ટો તોડવાની તરફેણમાં તો નથીજ,** રૅાલેટએક્ટની વિરૂદ્ધ કાયદાપુરઃસરના લખાણ અને વ્યાખ્યાનોની ચળવળ તો ચાલુજ રાખવી, પણ એ ચળવળ, દેશમાં અશાન્તિ હોય ત્યાંસુધી તો બંધ રાખવી એમ તેમનો મત હતો અને છે. તેમના આ મતને, કેટલાંક પત્રોએ, લોકોને ખુશી કરવા માટે, પોતાને મનગમતી, ઉંધી રીતે પ્રગટ કર્યો અને મીસીસ બેસન્ટ લોકમતની વિરૂદ્ધ છે અને કાળા કાયદાને ધોળા કહે છે એમ

લોકોને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ અન્તે પરિણામ શું આવ્યું ? બીજા કાયદાના અનાદરની ચળવળથી દેશમાં ઉશ્કેરણી અને અશાન્તિ પ્રસરી, લોકો સત્યાગ્રહનો ખરો આશય સમજી શકયા નહિ, અને કેટલાક બીજા ઉતાવળીયા અને અણસમજુ લોકોએ આ ચળવળનો દુરૂપયોગ કર્યો. પછી મીસીસ બેસન્ટને ઉતારી પાડનાર છાપાઓને, તેમજ ખુદ સત્યાગ્રહસભાને પણ પોતાની **ચળવળ બંધ રાખવાની અને અશાન્તિના સમયમાં સરકારને સહાય કરવાની ફરજ પડી. અન્તે મીસીસ બેસન્ટે અગાઉથી જણાવેલો ભય ખરો પડયો, દેશનું મોં થોડા વખતને માટે તો બંધ થયું અને પંજાબમાં માર્શલ લૉનો ભોગ ઘણાં હિંદીવાનો થયા.** કહો ત્યારે મીસીસ બેસન્ટનો મત લોકોની વિરૂદ્ધ હતો કે લોકોના કલ્યાણ માટે હતો ?

## બહુ મત અને થોડા મત.

ઇશ્વરકૃપાથી લોકશાસન અને બહુમત પ્રમાણે કાર્ય કરવાની રીતિને સર્વત્ર માન અપાવા માંડયું છે. જગતમાં આજે બહુમતનો પવન ફૂંકી રહ્યો છે. પરંતુ એક વાત યાદ રાખવાની ખાસ જરૂર છે. તે એ કે દરેક વસ્તુનો સારો તેમજ માઠો ઉપયોગ થઇ શકેછે, દરેકમાં કંઇને કંઇ ગુણદોષ રહેલા છે. જો ખરો અર્થ સમજ્યા વિના માત્ર બહુમતને માન આપવાનું તત્ત્વ સ્વીકારવામાં આવે તો તેથી લાભ કરતાં હાનિ થવાનો સંભવ વિશેષ છે. અમુક બાબતમાં બીનઅનુભવી અને આવેશથી ઉશ્કેરાઇ ગયેલા લોકોની બહુમતી હોય અને અનુભવી અને શાન્તિથી વિચાર કરનારા વિવેકી લોકોના બહુ થોડા મત હોય, તો ત્યાં લોકકલ્યાણ બહુમતની સાથે નથી પણ થોડાની સાથે

છે. માત્ર લોકના બહુમતને માન આપવાના તત્ત્વને ગ્રહણ કરવાની સાથે લોકોના જાતિઅનુભવ, દક્ષતા, પારમાર્થિક જીવન, દીર્ઘદૃષ્ટિ અને સત્યપરાયણતાને પણ ધ્યાનમાં લેવાની ખાસ જરૂર છે. દાખલા તરીકે :–હાલમાં સત્યાગ્રહ સભાની બીજા કાયદાઓનો ભંગ કરવાની અસર સામાન્ય લોકો ઉપર શું થશે, તેથી કેટલી અશાન્તિ પ્રસરશે, અજ્ઞાની લોકો તેનો કેવો દુરૂપયોગ કરશે, દેશની પ્રગતિને કેટલું ખમવું પડશે વિગેરે બાબતમાં એક પ્રબળ મતની માન્યતા જેટલી સાચી પડી છે તેટલી બહુમતની કલ્પના સાચી પડી નથી. આ બાબતમાં મીસીસ એસન્ટનો અનુભવ કેટલો ખરો પડયો છે તે પણ જોવાનું છે.

## સત્યની શોધ અને લોકસેવા કે રંગનું બદલાવું ?

કેટલાક પત્રકારો કહે છે કે:—મીસીસ એસન્ટનો સ્વભાવજ ચંચળ છે. તેઓ વારંવાર નવી નવી સંસ્થાઓ કાઢે છે, નવી નવી કલ્પનાઓ કરેછે અને વારંવાર રંગ બદલેછે. મીસીસ એસન્ટ બદલાયછે કે તેમની દૃષ્ટિમર્યાદા વિશાળ થાયછે આ બે વસ્તુ વચ્ચેનો તફાવત આવા પત્રકાર મહાશયો જોઇ શકતા નથી. મીસીસ એસન્ટનું આખું જીવન જોશો તો જણાશે કે "સત્યની શોધ અને બને તેટલી લોકસેવા" એજ તેમનો જીવનમંત્ર છે. તેમને જ્યારે અને જ્યાંથી સત્ય જણાયું છે ત્યારે અને ત્યાંથી તે ગ્રહણ કરવા પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો છે અને તે સત્યની કીંમત પણ પૂરેપૂરી આપેલી છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકોની સેવા થઇ શકે અને તેવી પ્રકૃતિવાળા પાસે બનતી લોકસેવા કરાવી શકાય તે માટે જુદી જુદી સંસ્થાઓ કાઢી છે અને કાઢેછે. જ્યારે તેમને પોતાની ભૂલ માલૂમ પડી છે ત્યારે ત્યારે તે જાહેર રીતે કબૂલ કરી છે

અને મારી પણ માગી છે. એમની લગભગ બહોતેર વર્ષની ઉમ્મરમાં તેમનો જીવનમંત્ર તો એકજ રહ્યો છે. જ્યારે તેમનું દૃષ્ટિબિંદુ નહિ સમજનારા અને ગમે તે રીતે તેમને ઉતારી પાડવા ઇચ્છતા તેમના કેટલાક વિરોધીઓનો રંગ તેમના પ્રત્યે બદલાતો હોવાથી તેમની દૃષ્ટિએ મીસીસ બેસન્ટનોજ રંગ બદલાતો હોય એમ જણાય છે. આ વાત તદ્દન સ્વાભાવિક છે, કારણ કે જ્યારે માણસ પોતે ફરતો હોય ત્યારે તેને આખી પૃથ્વી ફરતી જણાયછે. માત્ર વિવેકી પુરૂષજ તેનો ખરો વિવેક કરી શકેછે.

## રા૦ જમનાદાસશેઠ.

મુંબઈ ઇલાકામાં મીસીસ બેસન્ટના જમણા હાથરૂપ રા૦ જમનાદાસશેઠે સત્યાગ્રહસભામાં પોતાનું પ્રથમ રાજીનામું આપ્યું અને પાછું ખેંચી લીધું, નેશનલ હોમરૂમ લીગના ઉપપ્રમુખનું પદ સ્વીકાર્યું અને તે પાછું છોડી દીધાની વાત પ્રેસમાં પ્રગટ થઇ છતાં પોતાનો ખુલાસો કંઇ પ્રગટ કર્યો નહિ. આથી કેટલાક લોકોએ આ બનાવો સંબંધી અવનવી કલ્પના કરી. સત્યાગ્રહનું પ્રથમનું રાજીનામું આપ્યું તેની જવાબદારી મીસીસ બેસન્ટના ઉપર મૂકાઇ, અને તે પાછું ખેંચી લેવાનું માન રા૦ જમનાદાસશેઠને મળ્યું. નેશનલ હોમરૂલ લીગના ઉપપ્રમુખનું પદ સ્વીકારવાનું કારણ મીસીસ બેસન્ટનુ દબાણ હશે એમ કલ્પાયું અને તે પદનું રાજીનામું આપવામાં શૂરવીરતા ગણાઇ. આ સંયોગો પણ મીસીસ બેસન્ટને માટે તો દુષ્કાળમાં અધિકમાસ જેવા થયા. અને ખરી વાત બાહાર આવી નહિ. ખરી વાત તો એજ હતી કે મીસીસ બેસન્ટે રા૦ જમનાદાસશેઠને સત્યાગ્રહ સભાનું રાજીનામું આપવા કે લીગના

ઉપપ્રમુખનું પદ સ્વીકારવા ફરજ પાડીજ નહોતી, કોઇ પ્રકારનું દબાણ કર્યુંજ નહોતું. તેઓ કદી કોઇને અમુક કામ કરવાની ફરજ પાડતાંજ નથી. તેમજ પોતાના અનુયાયીઓ પાસે તેઓની ઇચ્છા વિરૂદ્ધ. પોતાનો કોઇપણ મત સ્વીકારાવવા આગ્રહ કરતાં નથી. હું તેમના જીવનને આજે આશરે સોળ વર્ષથી બારીકીથી નિહાળી રહ્યો છું અને તેથીજ આ વાત અત્રે ખાત્રીપૂર્વક જાહેર કરૂં છું. આ સંયોગોનું ખરૂં કારણ તો રા૦ જમનાદાસશેઠનું મનજ હતું. રા૦ જમનાદાસશેઠ બે મહાન્ વ્યક્તિની વચ્ચે હતા. એક બાજુપર મીસીસ બેસન્ટ હતાં, બીજી બાજુપર શ્રીયુત ગાંધીજી હતા. રા૦ જમનાદાસને મન તો બંને પૂજ્ય હતાં, અને કોનું કહેવું અત્યારે વધારે ઉપયોગી છે એ વાતનો નિશ્ચય તેમને કરવાનો હતો. આ વાત કંઇ સહેલી ન હોતી. સાથે સાથે તેઓ પોતે કઇ બાજુ રહેવાથી દેશને વધારે ઉપયોગી થઇ શકશે એ વાતનો વિચાર પણ કદાચ તેમને કરવાનો હતો. આનેજ લીધે ઉપરના પ્રસંગો બન્યા હતા. પણ અન્તે તેમને પણ બીજા કાયદાનો ભંગ કરવામાં સમાયેલું જોખમ સમજાયું છે. ઇશ્વરી નિયમોને જે માણસ સમજી શકેછે અને તે પ્રમાણે ચાલવા પ્રયત્ન કરેછે તેજ માણસ પ્રસંગ પડે તો માનવકૃત કાયદાનો અનાદર કરી શકેછે બીજો નહિ. એ વાત તેમના ધ્યાનમાં પણ ઉતરેલી છે અને તેથી હાલમાં રા૦ જમનાદાસ શેઠે પોતાનું સત્યાગ્રહ સભાનું રાજીનામું પોતાના ખુલાસા સાથે આપેલું છે અને નેશનલ લીગના ડેપ્યુટેશનના એક સભ્ય તરીકે ઇંગ્લંડ સીધાવ્યા છે. આ ઉપરના ખુલાસા વાંચીને કોઇ માણસ જરા શાન્તિથી વિચાર કરશે તો જણાશે કે, મીસીસ બેસન્ટના ઉપર માત્ર ખોટુંજ તહોમત ચઢાવવામાં આવ્યું હતું. ચારપાંચ દિવસ પહેલાં નક્કી કરી રાખેલું પ્રથમનું રાજીનામું

રા૦ જમનાદાસશેઠે મીસીસ બેસન્ટ એક દિવસ મુંબઇ આવ્યાં અને ગયાં તેજ દિવસે મોકલાવેલું હોવાથી લોકોએ એ જવાબદારી તેમનાપરજ લાવી મૂકી હતી.

## કેટલી કૃતઘ્નતા!

મીસીસ બેસન્ટે મી૦ બ્રેડલૉની સાથે ઇંગ્લંડમાં હિંદને માટે આશરે ચૌદ વર્ષ કામ કર્યું અને પછી ઇ૦ સ૦ ૧૮૯૩ થી હિંદમાં આવી હિંદસેવાનું બીડું જડપ્યું છે. આવવાની સાથે સંસ્કૃત ભાષાના અભ્યાસ અને પ્રાચીન ધર્મપુસ્તકોનું રહસ્ય લોકોમાં સમજાવવા પ્રયત્ન કર્યો. પછી સ્વદેશી હુન્નર ઉદ્યોગની ખીલવણી માટે વારંવાર લોકોનું ધ્યાન ખેંચ્યું. હિંદુ ધર્મના કેટલાંક ભૂલાઇ જતાં સત્યોને પાછાં તાજાં કરી, જુદા જુદા ધર્મોપર વ્યાખ્યાનો ઠેકાણે ઠેકાણે આપી હિંદમાં ધર્મ-ભાવનાનો પુનરૂદ્ધાર કર્યો, સેન્ટ્રલહિંદુકૉલેજ કાઢી વિદ્યાર્થીઓને નીતિ અને ધર્મશિક્ષણ પણ આપવાની પહેલ કરી, ધાર્મિક દૃષ્ટિએ સામાજીક સુધારણા કરવાનો લોકોને આગ્રહ કર્યો, થીઑસૉફીકલ એજ્યુકેશન ટ્રસ્ટ સ્થાપી રાષ્ટ્રીય ભાવનાવાળું શિક્ષણ આપતી એક કૉલેજ ચાર પાંચ હાય સ્કૂલો અને વીશેક પ્રાથમિક અને માધ્યમીકશાળાઓ સ્થાપી, સ્ત્રી શિક્ષણ વધારવા માટે પ્રયત્ન કર્યો, અને આ ટ્રસ્ટની સઘળી કૉલેજો, શાળાઓ અને ફંડ, રાષ્ટ્રીય શિક્ષણ પ્રવર્તક મંડળ કાઢી, તેને સોંપી દીધાં અને રાષ્ટ્રીય વેપારી કૉલેજ, રાષ્ટ્રીય ખેતીખાતાની કૉલેજ રાષ્ટ્રીય શિક્ષકો પૂરા પાડવા માટે ટ્રેઇનીંગ કૉલેજ કાઢી રાષ્ટ્રીય યુનીવર્સિટીની સ્થાપના કરી; રાજ્યદ્વારી બાબતમાં સં૦ ૧૯૧૩ થી વધારે ભાગ લેવો શરૂ કર્યો, કૉમનવ્હીલ અને ન્યુ ઇન્ડીયા નામના પત્રો કાઢી લોકમત જાગ્રત કર્યો, કૉંગ્રેસના

કાર્યમાં લોકોનો ઉત્સાહ વધાર્યો, સ્વરાજ્યસંઘ કાઢી લોકોમાં સામ્રાજ્યમાં સ્વરાજ્યની ભાવનાને પોષીને મજબૂત બનાવી, દેશના રાજ્યદ્વારી ક્ષેત્રના મધ્યમપક્ષ અને અન્તિમપક્ષને એકત્ર કરવામાં અને હિંદુ મુસલમાન વચ્ચે ઐક્ય વધારવામાં પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો અને બનતો હિસ્સો આપ્યો, કોંગ્રેસલીગની યોજનાને દેશના જુદા જુદા ભાગોમાં ફરી સમજાવી, પ્રજા પક્ષમાં ઉભા રહી સરકારની કટ્ટીદષ્ટિને ભોગ થયાં, નજરકેદનો કડવો અનુભવ મેળવ્યો, કોંગ્રેસના પ્રમુખ તરીકે દેશમાં આખું વર્ષ વારંવાર મુસાફરી કરી, મોન્ટેગુ રીફોર્મ-પર વિચાર કરવા મળેલી ખાસ કોંગ્રેસ વખતે પણ મી૦ હસન ઇમામને પ્રમુખપદે આણી કોંગ્રેસનું ઐક્ય જાળવી રાખવા કલકત્તા, પટણા, મુંબઇ, પુના વિગેરે સ્થળે ફરી પોતાનાથી બનતું કર્યું. હિંદના કેટલાક નેતા તેમને પોતાને એક હથીયાર તરીકે વાપરવા માંગતા હતા તથા કેટલાક લોકો તેમનાપર અવિશ્વાસની દૃષ્ટિથી જોતા હતા, તથા કેટલાક લોકો તેમના પ્રત્યે અદેખાઇ રાખતા હતા. આ સઘળું સારી રીતે જાણતા છતાં તેમણે પોતાનું કીમતી જીવન આ દેશની સેવામાં અર્પણ કર્યું, અને તનથી, મનથી, ધનથી, હૃદયથી અને અન્તરાત્માથી ભારત માતાની સેવા કરવાનું ચાલુ રાખ્યું. દીલ્હીકોંગ્રેસનો પ્રાન્તિક સ્વરાજ્યનો ઠરાવ દેશને લાભપ્રદ થશે નહિ અને સત્યાગ્રહ સભાની બીજા કાયદાનો ભંગ કરવાની પ્રવૃત્તિ નુકસાનકારક થશે એમ તેમને જણાયું, ત્યારે તેઓ લોકોના ગમેતેવા આક્ષેપો સહન કરી પોતાનો મત આ બંનેની વિરૂદ્ધ નિર્ભયપણે અને મક્કમ-પણે રજુ કર્યો. આમ છતાં પણ કેટલાક લોકો હજી કહે છે કે મીસીસ બેસન્ટ સરકારના જાસુસ છે અને હિંદના લોકોને સ્વ-રાજ્યથી બને તેટલાં દૂર રાખવા ઇચ્છેછે. કેટલી જબરજસ્ત

કૃતઘ્નતા! આવી વાતો કરતાં લોકોને પૂછીશું કે હિંદના પુત્રો અને પુત્રીઓ અને વિદેશી મિત્રો પૈકી કેટલાંએ મીસીસ બેસન્ટના જેવી વિવિધ દિશામાં હિંદ સેવા કરી છે અથવા કરે છે? પણ જ્યાં કૃતઘ્નતાનો અંધકાર હોય ત્યાં સત્યદર્શન થાયજ ક્યાંથી?

## પણ કેવું વીરજીવન!

લોકો પોતાને માટે શું શું બોલી રહ્યાં છે, કેવી કેવી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરી રહ્યાં છે તે જાણતાં છતાં, અને પોતાના બાળકોનો આ દેશમાં કોઇપણ પ્રકારનો સ્વાર્થ નહિ હોવા છતાં, તેઓ તો પોતાનાથી બનતી સઘળા પ્રકારની ભારતસેવા કરી રહ્યાં છે. સત્યને ખાતર તેમણે પોતાનાં સગાંવહાલાં, પોતાના મિત્રો, અને પોતાના અનુયાયીઓનો પણ પ્રસંગ પડયે ત્યાગ કરેલો છે. કહેવાતા લોકમતની સામે પણ કોઇ વાર પોતાને જણાતાં સત્યને ખાતર એકલાં ઉભાં રહ્યાં છે. તેમનું આખું જીવન સત્યની શોધ અને બનેતેટલી લોકસેવામાંજ ગયું છે, જાય છે અને જશે. કઠીન પ્રસંગે ભગવાન શ્રીકૃષ્ણનું વચન તેમને કદાચ યાદ આવતું હશે કે:—

**सुखिनः क्षत्रिया: पार्थ लभन्ते युद्धमीदृशम् ।**

અને દારૂણ વખતે સઘળા ભૂત પ્રાણીઓના હૃદયમાં વિરાજી રહેલા પ્રભુ તેમને કહેતા હશે કે:—

**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व**
**जित्वाशत्रुन् भुङ्क्ष्व राज्यंसमृद्धम् ।**
**मयैवैते निहताः पूर्वमेव**
**निमित्तमात्रं भव सव्यसाचिन् ॥**

# અન્તે તો સત્યનોજ જય છે.

પ્રેસિડેન્ટ લિંકને કહ્યું છે કે:—"તમે કદાચ સઘળા લોકોને થોડો વખત મૂર્ખ બનાવી—ભમાવી—શકશો, અથવા કદાચ થોડા લોકોને આખો વખત મૂર્ખ બનાવી—ભમાવી—શકશો, પરંતુ યાદ રાખશો કે તમે સઘળા લોકોને સઘળો વખત મૂર્ખ બનાવી—ભમાવી—શકશો નહિ." મીસીસ બેસન્ટની કીર્તિને ઝાંખ લગાડવા પ્રયત્ન કરનારા લોકો અને તંત્રીઓને ઉપરના લિંકનવચનપર વિચાર કરવા સવિનય વિનતિ છે. જગતમાં અન્તે સત્યનો, સત્ય સેવકોનો અને સત્ય સેવિકાઓનોજ જય થયેલો છે, સત્ય નિંદકોનો કદી થયો નથી.

# આ કંઇ બચાવ નથી.

મીસીસ બેસન્ટનો કોઇપણ રીતે બચાવ કરવા માટે આ મારો પ્રયત્ન નથી. તેઓ મારા જેવા હજારોનો બચાવ કરવા શક્તિવાન છે. સત્ય પોતેજ તેમનો બચાવ કરવા અનંત શક્તિ ધરાવેછે અને સમય આવ્યે કરશે. પરંતુ તેમના સંબંધમાં હું જે કંઇ સત્ય જાણુંછું તે સત્ય આવે પ્રસંગે બીજા બંધુઓ અને બ્હેનોની સમક્ષ રજુ કરવું એ મારી ફરજ સમજુછું એટલાજ માટે આ સ્વલ્પ પ્રયત્ન છે. આમાં જેને જેટલું સત્ય જણાય તેટલું તેને ગ્રહણ કરવા સપ્રેમ વિનતિ છે.

મુંબઇ,
તા. ૨૮-૬-૧૯.

वन्देमातरम्.



# ભારતમાતાનો સંદેશ.



"બનો સૌ હિંદનાં બાળો, શરીરથી નીરોગી, મનથી જ્ઞાની, હૃદયથી પ્રેમી, અન્તરાત્માથી સત્યાગ્રહી, દેશભક્ત, ને રાજ્યનિષ્ઠ સ્વદેશીને ચાહનારાં, દેશબંધુને સેવનારાં, ને પ્રભુને પૂજનારાં."



દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇના કોટમાં નં૦ ૭૫-૭૭ કાવસજી
પટેલ સ્ટ્રીટ ખાતે ધી ક્રશો-ગઈ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને
હરજીવન કાલિદાસ મહેતા—મોરારજી ગોકુલદાસ
માર્કેટ ચૉલ, કાલબાદેવી—એ
મુંબઇમાં પ્રગટ કર્યું છે.